તો આજે સવારથી ખેતી કરવાનું કહેતા હતા તેના બદલામાં અહીં આવી પોક મૂકી મૂકીને રડો છો શા સારૂ ? શું તમોએ ખેતી કરવાનું ઉચિત ન ધારતાં આમ પોકો મારી રડવાનુંજ ઉચિત ધાર્યું છે ?"

આ મહારાજનાં વચન સાંભળી, આ બિચારો નવો ખેડૂત તેમને કહેવા લાગ્યો કે "મહારાજ ! ખેતીનું ઉચિત ધારી હળ લઇ ખેતી કરવા સારૂ આવ્યો હતો, પરન્તુ વચ્ચેજ આફત આવી પડી, અને તેના પરિણામેજ આ રડવાનું આદરી બેઠો છું. મહારાજ ! મેં આપને નહોતું કહ્યું મારૂં પ્રારબ્ધ મ્હારી વિરૂદ્ધ છે. માટે મારો દરેક ઉદ્યમ ઉંધોજ વળે છે. અને મારે નુકશાનીમાંજ ઉતરવું પડે છે, છતાં આપે મને ઉદ્યમ કરવા આગ્રહપૂર્વક ઉપદેશ કર્યો તેથી હું અત્યારમાં હળ જોડી આટલા છેટા સુધી આવ્યો. પરન્તુ સામેના ગામમાંથી એક હડકાયું ઊંટ આવ્યું તે હળ ઉપાડી નાસી ગયું, અને મારા બે બળદો પણ છટકી તે દિશામાં નાસી ગયા છે. આથી મને ઉદ્યમમાં ફાયદો થવાના બદલામાં, હું ઘરનું ગોપીચંદન પણ ગુમાવી બેઠો છું. અને તેથી આ એકાંત જગા જાણી કોઈ નહીં આવે એમ સમજી ધરાઇને રોવાના વિચારથી અહીં બેઠાં બેઠાં રોતો હતો ત્યાં આપનું પધારવું થયું છે."

મહારાજે તેને કહ્યું કે "ભાઇ ! એ તો એવાં કારણો પણ ધંધાના અંગે ઘણાં બને છે તેથી શું ઉદ્યમ ત્યજી દેવાય કે ?"

પેલા માણસે જણાવ્યું કે "તેનું પણ મુખ્ય કારણ પ્રારબ્ધજ છે. જો પ્રારબ્ધજ ઉદ્યમને પ્રતિકૂળ થાય તોજ તેવાં કારણો બધાં બની આવે છે. અને પ્રારબ્ધ અનુકૂળ હોય તો કારણો પણ બધાં અનુકૂળતાવાળાં બને છે."

મહારાજે જવાબ આપ્યો કે "ભાઇ ! જો તમામ વસ્તુ અને તમામ કાર્યો પ્રારબ્ધને વશજ થયાં કરે છે તો પછી માણસને ભોક્તાપણું રહે છે, એમ માનવામાં પણ અડચણ આવશે. તો તો પછી તે સર્વ—સારૂં અને ભૂરું—ઇશ્વર આધીનજ થતું હોવાથી તેનું કરવા ભોગવવાપણું પણ ઈશ્વરનેજ રહેવાનું આપણે માનવું જોઇએ."

પેલા માણસે ઉત્તર આપ્યો કે "મહારાજ ! તેમ માનવું તે પણ મને તો ભૂલભરેલુંજ જણાય છે, કારણ કે ઇશ્વરે મનુષ્ય માત્રને બુદ્ધિ આપી છે. પછી તે બુદ્ધિનો સદુપયોગ અને દુરૂપયોગ કરવો, એ મનુષ્યોની પોતાનીજ મુનસફી ઉપર છે. અને તે પોતાની મરજી માફક તેનો ઉપયોગ કરવાને મુખત્યાર છે, પછી તેમાં ઇશ્વરને દોષ શા સારૂ આપવો જોઇએ, ઇશ્વરને દોષ આપનાર મનુષ્યનોજ તે દોષ છે કે તે ઇશ્વરને દોષ આપે છે."

આ બંને જણની વાતચિત ચાલતી હતી તે અરસામાં સામેથી એક કવિરાજ આવતા હતા તે પણ આ બંનેની પાસે આવીને ઉભા રહ્યા, અને તેમના કાને આ બંને જણની વાતના કંઇક શબ્દો પડેલા હોવાથી તેમણે મહારાજને પૂછ્યું કે—

"મહારાજ, આપ બંને જણ શી વાત કરો છો?"

મહારાજે તમામ હકીકત આ કવિરાજને કહી પોતાનો અને નવા ખેહુતનો સ્વતંત્ર અભિપ્રાય પણ જણાવ્યો અને વિશેષમાં કવિરાજનો અભિપ્રાય જાણવા પણ માગ્યો.

એટલે કવિરાજે જણાવ્યું કે "મહારાજ! હું તો આપના મત સાથે મળી શકતો નથી, પરંતુ પ્રારબ્ધવાદી મનુષ્યનો મતજ મને તો ઠીક લાગે છે."

મહારાજે પૂછ્યું: "કવિરાજ! તેનું કંઇ કારણ જણાવી શકો છો કે?"

કવિરાજે કહ્યું: "મહારાજ! તેનું કારણ હું શું કહું? મારા પૂર્વે થઇ ગયલા ઘણા વિદ્વાનો એ સંબંધમાં બહુ કહી ગયા છે. જુઓ હું તમને તેવા કંઇક દાખલા આપું છું તે સાંભળો અને પછી આપને યોગ્ય લાગે તે નિશ્ચય ઉપર આપ આપજો.

શવૈયાઃ—

બંધુ બિરોધ કરે સગરો ઝગરો,
નિત હોત સુધારસ ચાખટન;
મિત્ર કરે કરની રિપુકી ધરનીધર,
હોય ન ન્યાય નિપાટન.
'રામ' કહે વિષ હોત સુધાધર,
નારિ સારી પનિસોં ચિત ફાટત;
બા બિધિના પ્રતિકૂલ જબૈ,
તબ ઉંટ ચલે પર કૂકર કાટત.

કવિતઃ—

મેધા હોત મૂઢર કલપતરુ ચૂઢર પરમહંસા,
ચૂહરઝા હોત પરિ પાટીકા,
ભૂપતિ મગૈયા હોત ઠાઠ કામ ગૈયા હોત,
ગૈબર ચુઅન મક ચેરા હોત ચાટીકા.
કહે 'શિવનાથ' કવિ પુન્ય કીને પાપ હોત,
બૈરી નિજ બાપ હોત સાંપ હોત સાટીકા.
સ્યાર સુત સેર હોત નિધન કુબેર હોત,
દિનનકે ફેરતેં સુમેર હોત માટીકા.
લિખ્યો લુલાટ લેખ તામેં કહા મીન મેખ,
કરમકી રેખ દેખ ટારીકુન ટરૈહે.
ચોપ કરી કાહૂ ચૂહે સાંપકો પિટારો કાટયો,
સો તો અનન્તને પાને પનાગકે પરે હૈ.
"કિશન" અનુઘશ તે ચલ્યો અહિ પેટ ભરી,
ઉઘમહિં કરત તુરત ચૂહા મરે હૈ.
દેખો કયેં ન કરી કાહૂ હુન્નર હજાર નર,
હૈ હૈ કછુ સોઈ જો વિધાના નાથ કરે હૈ,

"મહારાજ! આપજ મને જણાવો કે ઉંટ ઉપર ચઢેલા માણસને કૂતરું કરડવાનો લગાર પણ સંભવ માની શકાય તેમ છે કે? પરંતુ પ્રારબ્ધ પ્રતિકૂળ હોવાથી તેવા માણસને સારૂ તે પણ સંભવનીય બને છે. અને વળી કેટલાંક કાર્યો પ્રારબ્ધાધીન દિવસો ફરે છે ત્યારે બની જાય છે, અને દરેક સવળી બાજી તેના તરફ અવળીજ પડે છે. તેમજ એક બિચારા ઉંદરે ઉદ્યમ કરી પટારો કાપ્યો, અને સાપ તે પટારામાં બે ત્રણ દિવસથી ભૂખ્યોજ પડયો રહ્યો હતો. છતાં તે વગર ઉદ્યમેજ પેલા ઉંદરનો આહાર કરી ચાલતો થયો. અને ઉદ્યમ કરનાર ઉંદર તે સર્પનો આહાર થઇ પડયો. શું આ બધા દાખલાઓથી પ્રારબ્ધ કરતાં ઉદ્યમ આપણે શ્રેષ્ઠ માની શકીએ તેમ છે કે? વળી બીજાં પણ કેટલાંક દૃષ્ટાન્તો હું તમને આપી શકુ તેમ છું.

